ૐ

૨૦૦૯

# પાત્રો.

## પુરૂષ વર્ગ,

નંદસેન ... ... નંદપુરીનો રાજા
કીર્તિસેન ... ... નંદસેનનો કુંવર
વૈલોચન ... ... નંદસેનનો પ્રધાન
રૂપસેન ... ... સતી પદ્મણી તથા ચંદ્રમુખીનો પીતા
પંખી ... ... પ્રધાનનો નોકર
પાંગો ... ... રાજાનો ખવાસ

## સ્ત્રી વર્ગ

સતી પદ્મણી ... પ્રધાનની સ્ત્રી
ચંદ્રમુખી ... ... પદ્મણીની બ્હેન
ચારૂ મતી... ... પદ્મણીની તથા ચંદ્રમુખીની મા
મેનાં ... ... પંખીની સ્ત્રી સતીની સખી

દરબારીઓ, સિપાઇઓ, આઇપાતો સેનાપતી, જમાદાર, હવાલદાર, દાસીઓ, ચોપદાર, વગેરે, વગેરે.

# નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો

ૐ શ્રી.

**સુત્રધાર નટી.**

૧—પ્રધાન પત્ની સતી પદ્મણીની વર્ષગાંઠના ઉત્સવમાં મંગળ-કળસવાળી કુમારીકાઓ સતીનું કલ્યાણ ચ્હાવા આવે છે. સતીને પધરાવી આશીષ આપે છે, પ્રધાન વૈરોચન તથા સતી પદ્મણીના સ્નેહી જોડાનું સુખદ ચિત્ર.

૨—પંખી તથા મેના. હાસ્ય રસ, દેખાદેખી શોખ કરવા જતાં થતી ફજેતી.

૩—રાજા નંદસેન નગર ચર્યા જોવા નીકળ્યા છે તેવામાં રાત્રે સતીના સુવાસીત પરસેવાથી સુગંધી થયેલા ચીર ધોવા ધોબી આવેલ છે. ધોબી પાસેથી વૃતાંત સાંભળી રાજા તે ચીર પહેરનારી ઉપર મોહીત થાય છે. અને ધોબીના કહેવાથી એ દિવ્યાંગના પ્રધાનની સ્ત્રી છે તેમ જાણે છે.

૪—રાજા નંદસેન વિહ્વળ અવસ્થામાં પોતાના મહેલમાં આવે છે પદ્મણી તરફના મોહને નથી રોકી શકતો અને પ્રધાનને બહાનું કહાડી બહાર મોકલે છે. અને કામાંધ બની પદ્મણી પાસે અનિષ્ટ ઇચ્છાથી જવા નીકળે છે.

૫—પ્રધાનના ઘરની ચોકી કરનાર પંખીને રાજા લાંચમાં કુંડળ આપી મ્હેલમાં દાખલ થાય છે.

૬—કામાંધ રાજા તથા સતી પદ્મણીનો વાદવિવાદ. પાપવાસ-નાથી અંધ થયેલ રાજાનાં કામ રૂપી પડળ ચતુરાઇથી દુર કરી સતી, સત્ય બોધથી રાજાની શુદ્ધિ ઠેકાણે લાવે છે

રાજા પસ્તાઇ સતીનો ઉપકાર માની પુત્રી કહી પસલીમાં ચીઠ્ઠી આપી ચાલ્યો જાય છે.

૭—પ્રધાન આવે છે અને રાજાનાં કિમતી કુંડલ તથા સાલ પંખા પાસે જોઇ સતી માટે મનમાં શંકા લાવે છે.

૮—પ્રધાન સતીને દુષ્ટ કૃત્ય માટે અત્યંત ધીટકાર આપે છે. પદ્મણીનાં વિનવણાં ઉલટીજ અસર કરે છે. છેવટે પદ્મણીને ઘરમાંથી કાઢી મુકે છે.

## અંક ૨ જો.

૧—સતી પદ્મણી પીયરમાં આવી માતાને પોતાનું દુઃખ કહી સંભળાવે છે.

૨—કુંવર કિર્તિસેન પોતાની પત્નિ ચંદ્રમુખીનું આણું વાળવા સાસરે આવેલ છે. પ્રેમી જોડાંનો પ્રેમમય પ્રથમ મેળાપ.

૩—પ્રધાનનો વધતો જતો વ્હેમ, પોતાના ઘરમાંથી પદ્મણીની દરેક વસ્તુને અગ્નીમાં બાળી નાંખવાનો પંખીને હુકમ. પાછળથી બાંગાની ગમ્મત.

૪—પ્રધાન દરબારમાં રાજાના સિંહાસન ઉપર બેસી વાદવિવાદ ચલાવી નંદસેનનાં દુષ્ટ કૃત્યની, ભરમમાં ચેતવણી આપે છે. રાજા નિશ્ચય કરે છે કે શીકારના બહાને પ્રધાનને લઇ જઇ પ્રધાનના મનનો વ્હેમ કાઢી નાંખવો.

૫—પદ્મણી પીયરમાં સ્વામી ભક્તી કરે છે. તેનો પિતા, રાજા તથા પ્રધાન આવવાના સમાચાર આપી કરેલો સંકેત જાહેર કરે છે.

૬—રાજા તથા પ્રધાન શીકારે નીકળ્યા હતા તે પદ્મણીને પીયર આવ્યા છે, પદ્મણીનો પિતા રૂપસેન અને તેના ભાઇ-

આતો તથા નંદસેન પ્રધાનના મનમાંથી વ્હેમ કાઢી નાંખવા પ્રયત્ન કરે છે તેમ તેમ વ્હેમ વધારે મજબુત થાયછે.

૭—પદ્મણી તથા પ્રધાનનો વાદવિવાદ. છેવટે ન ખમાય તેવો તિરસકાર કરી પ્રધાન ચાલ્યો જાય છે સતિ પદ્મણીની હવે ખાત્રી થાય છે કે કોઇપણ ઉપાએ પતીનો પ્રેમ પાછો થવાનો નથી તેથી તેને પોતાના રૂપ ઉપર ધિક્કાર છુટે છે અને તે રૂપને રાખમાં રોળી રગદોળી જોગણ થઇ વનમાં ચાલી જાય છે.

૮—ઘણી ઘણી કોશીષ કરવા છતાં પ્રધાનના મનનો વ્હેમ નથી ખસતો તેથી રાજા નિરાશ થાયછે, થાકી જવાથી પ્રધાનના ખોળામાં માથું મુકી નિદ્રા વશ થઇ જાય છે પ્રધાન આવેશમાં રાજાનું ખુન કરે છે. ત્યાં યોગી વેશે પદ્મણી આવે છે રાજાનું શબ જોઇ રૂદન કરે છે પ્રધાન તેને ધીક્કાર આપી, ત્યાંથી જવા કહે છે પદ્મણી જતી નથી સેનાપતી તથા શીકારી ટુકડી આવી પહોંચે છે પ્રધાન છુપાઇ જાય છે. અને ખુની તરીકે પદ્મણી યોગી વેશે કેદ પકડાય છે.

---

## અંક ૩ જો.

૧—પ્રધાનનું ભયભીત તથા ચળવિચળ મન. છેવટે પદ્મણી પહેલાં કુંવર પાસે રજુ થઇ પ્રપંચ ભરી મુકતી કરવાનો નિશ્ચય કરે છે.

૨—કીર્તીસેન અને ચંદ્રમુખીની રસમય રમત. ત્યાં પ્રધાન ઢોંગ કરી વીહ્‌વળ મને આવી રાજાની ખબર પુછે છે એટલામ સેનાપતી આવી રાજાના ખુનની ખબર આપે છે કુંવર ગુસ્સે થઇ ખુનીનો ન્યાય કરવા જાય છે.

—ન્યાય. પદ્મણીને દેહાંત દંડની સજા. ચકોરચંદ્રમુખી યોગી વેષે પદ્મણીનાં લક્ષણ તેમજ રીતભાત જોઇ ચેતી જાય છે કે તે પુરૂષ નથી પણ સ્ત્રી છે અને ખુની તે નથી તેની ખાત્રી કરી આપવા કીર્તીસેનને કેદખાનામાં લઇ જાય છે.

—મરણની બ્હીકને લીધે, પદ્મણી છેલ્લી ઘડીએ પ્રધાનને ઉઘાડો પાડી દે તેવી બ્હીકથી પ્રધાન પદ્મણીને કેદખાનામાંથી નસાડી મુકે છે બંધીખાનામાં કુંવર તથા ચંદ્રમુખી આવે છે અને રાજાનું ખુન પ્રધાને કર્યું છે એમ ખાત્રી થયાથી તેને પકડે છે.

—રસ્તામાં યોગી વેશે પદ્મણી બધી ખબર જાણે છે. અને પતીને બદલે પોતાનો જીવ આપી પ્રધાનને બચાવવા જાય છે.

—ખુનનું કારણ પુછતાં પ્રધાન નંદસેનના વ્યભીચાર માટે કહે છે. કહેછે. પ્રધાન માનતો નથી છેવટે જો રાજા જીવતો થાય તે

સતી છે એમ હું માનું એમ પ્રધાનના કહેવાથી પદ્મણી સતીત્વના જુસ્સામાં આવી સત્યના સાક્ષી સુર્ય નારાયણની સ્તુતી કરે છે પ્રધાનનો વ્હેમ ટળે છે સતીનો મહીમા ગવાય છે છેવટે સત્યનોજય અને આનંદ આનંદ.



## ॥ ૐ શ્રી પરમાત્માને નમઃ ॥

સુત્રધાર— ૧

ૐશ્રી પરમાત્મા કલ્યાણ કરો
સ્નેહે કરૂણાળુ બાંહ્ય ધરો
વિઘ્ન સમુળાં નાથ હરો——ૐ શ્રી
આપ કૃપાયે હામ બીડું હું
નાટય નવીન કરવા
કાર્ય સફળ કરવાને દયાળુ
દૃષ્ટી દયાથી ભરો—ૐ શ્રી.

નટી— ૨

હતી પ્રધાન પત્ની પદ્મણી
સતી પતીવ્રત પાળતી
શીળવતીએ .. સુલક્ષણી
કુળ ઉધ્ધારણી મણી————હતી
નંદ રાજા મોહ પામી, સંચાર્યા સતી ભુવને
ચતુર સતીએ બોધથી દીધું જ્ઞાન
રહી શીલવાન. સુશીલા—કુલ ઉધ્ધારણી
વાત શુણી વાલમે વસ્યો વ્હેમ ઊંડો અંતરે
સત્યના સાક્ષી પ્રભુ, સવિતાયે ટાળી વિપત્તી—કુળ.

નટી— ૩

ઠુમ ઠુમ પાય ધારીરે, રૂમ ઝુમ જાય નારીરે,
કોમળ કાય વેલીરે, અવયવ ફુલ ફળેલીરે—ઠુમ ઠુમ
ભાલ ટીલડી ચાંદરણી શી ચળકે,
હીરા નથની ઝગમગતી શી ઝળકે

આંખ અંજન સારરે
શીરપર ઝારી જોબન મહકાળીરે—કુમ કુમ

કુમારીકાઓ— ૪

હાંરે મંગળ સમયેરે શંકર સ્મરીયે
હાંરે પતી પતીવ્રતા પ્રાણ
શામ સુંદરનું સર્વદા ધ્યેય કરીયે—હાંરે મંગળ
પ્રેમ પરસ્પર અતી સતી પતીનો,
અવિચળ રાખો અખંડ,
દોષ વિણુ નવદમે
રસીક રમણુ રમે બીડી નીજ ભુજ દંડ—સ્મરીયે

કુમારીકાઓ— ૫

કસ્તુરીના જેવી સુવાસ વ્યાપો
સૌમીત્રો જેવો સુત ઇશ આપો
ભકિત પતીની હૃદય શુદ્ધ સ્થાપો
શકિત સતીનાં સઉ કષ્ટ કાપો

પદ્મમણી— ૬

આવોજીવ્હાલા રસીક મોહન મલપતા આવો આવો—
મારા નેત્રના રતન જીવના જતન
મીઠા મહેરામણુ ભાવો મન ભાવો—આવોજી
પ્રીતીની પ્યાસી આ દાસી વીલાસી દો
ચોપણુ પ્રીતી ઝરણે
મે અર્પ્યું આ ચીત્ત મારૂં આપ ચરણે
શરણાંગત શોભાવો—આવોજી

પદ્મણી— ૭

સ્નેહની નદીઓ છલકાય
વ્હાલ વ્હેળા આવી ઉભરાય
વૃષ્ટી સૃષ્ટી પર થાય

૨૪૦ (—



સ્નેહમય સંસાર જણાય
બીજ રોપાયાં સ્નેહનાં, સ્નેહ ભુમિની મ્હાંય
ઉગ્યાં તરૂવર સ્નેહનાં, ફળ સ્નેહી સોહાય
રસ અમૃત સ્નેહે પીવાય
સચ્ચીદાનંદ કંથ દેખાય—સ્નેહની

૮

કુમારીકાઓ—છોડો નાજુક બંધ બંધી બળવંતજી
પદ્મણી—આ કેદી કંથજી
કુમારીકાઓ—છોડો કેસરી સામાન આપ શુરા
સુતરની તાંત જેમ, હાથીને હાથ તેમ,
કોમળ આ બંધજી—છોડો
ધેર્યા યુવતી યુથે આજે,
આધીન છો હવે સ્ત્રીના રાજે,
પ્રીતીની ગેડી જડી અંગ સાથ
તુટે કેમ ગુણવંતજી—સુતરની

**પદ્મણી—** ૯

સાહ્યબા રંગ આવોને માણીયે
આવો આવોજી આમ મ્હારા અંતર આરામ—રંગ
ચાલો રસીક ખેલ ખેલીયે
લઇ પ્રિતીની લ્હાણ ચાલો રસીક ખેલ ખેલીએ
રેલ છેલ રસની રેલાવીએ
**વૈરોચન**—છો પ્રીતી નીપુણ પ્રાય પ્રાણ
સુજાણ—રંગ આવોને

**દાસીઓ—** ૧૦

સપડાયા શાણા શોખ મારતાં
**પંખી**—છી
**દાસી**—દેખાદેખી કરી
**પંખી**—છી

દાસી—માણવા જતાં
પંખી—છી
દાસી—ચાલી છીંકાછીંક જોરથી
પંખી છી ———— સપડાયા
પંખી અરરર છીં
મેનાં—એતો શીખ છે
પંખી—છી
મેનાં—દેખાદેખી કામ જે મુરખ કરવા જાય
ઉલટું આડું વેતરે આખર ખત્તા ખાય
પંખી—આક છી આક છી આક છી
દાસીઓ—વાહવા—વાહવા વાહવા—સપડાયા

નંદરાજા— ૧૧

તનને તનમનાટ લાગ્યો તરૂણીનો
મોહ જાગ્યો મનમાં માનુનીનો તનને
પહેલું મૃગમદ મ્હેંકે મુકાયું માન
બીજું રૂપ વર્ણનથી ખેંચાયું ધ્યાન
ત્રીજું તુંજ ગણનાએ ગુમાવ્યું જ્ઞાન
ચોથું ચતુરા ચાહે ભુલાયું ભાન તનને

રાજા— ૧૨

પ્રેમ મુર્તિ છે જડાઇ
પ્રેમી હૃદયે—પ્રેમ
નજરે તરે છે પ્યારી નવાં રૂપ ધારી ધારી
હસતી કાંન્તી મીઠી
પ્રીય વદને—પ્રેમ

પ્રધાન— ૧૩

મણીધર મુરલીથી રીઝવવો
નૃપને પ્રિય વચને વશ કરવો—મણી
૧ પ્રસન્ન મન મણીધર મણી દેવાનુ

૧૩

કરે કોપ તો અંગ ડસે
ભૂપાલ પળ સુખપાલ સુવાડે
ક્ષણે શત્રુ થઇ પ્રાણ હરે
ભોરીંગ સમ ભૂપાળ સમજવો—મણી

સખીઓ—

૧૪

મ્હાલે મદને મદમાતી મળી માનની
પ્યાસી પ્રીતમના પ્રીતી પાનની—મ્હાલે
પ્રિયતમ આજ્ઞા પાળવી, મનન કરે એ મંત્ર,
સદાચરણથી સર્વદા, એ ચલવે ઘરતંત્ર,
મધુર વાક્ય મુખ વાસ સુખ મ્હેકી રહ્યો
લલીત લજજા શણગાર શું લ્હેકી રહ્યો
અતી આતુર એ ધર્મ ધ્યાનની—મ્હાલે

પદ્મણી—

૧૫

મન ઝુલાવે મન લોભાવે મન ચક ડોળે ચડાવેજી
શુદ્ધ પવિત્ર નિરમળ આત્મા કાદવે રગદોળાવેજી
જોવાનું તે નવ દે જોવા નહીં જોવાનું બતાવેજી
અમૃત મૂકી વિષને વળગે નર્ક મહીં રોળાવેજી
વારૂ વનિતા વિશ્વ મહીં છે, કોઇ ગોરી કોઇ કાળીજી
ત્રપ્તી છે સંતોષ મહીં નથી સુખકર ઘેલા બાળીજી—મન

પદ્મણી—

૧૬

આ સ્વપ્ના સમ સંસાર, સમજી લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર, અવની મહીં આ રાણા
બાળપણું રમતાં ગુમાવે,
જુવાનીમાં લંપટપણું ભાવે
વૃદ્ધપણાએ, જીવ લોભે તણાએ રટે નહીં કીરતારરે—આ
મરણ શ્વાસ જવ ચાલુ થાશે,
કૃત્ય કુડાં નજરે ઉભરાયે
પીડાય ભારે, પસ્તાય પાપી ત્યારે આંસુ વહે ચોધારરે—આ

## અંક ૨ જો.

ચન્દ્રમતી—                ૧૭

વિભુ જોઉં હું બલ
લઇ લાખ લાખ ઓવારણાં વિશ્વાધારરે—વિભુ૦
લક્ષ્મી સમી પુત્રી દીધી સુખી કરી અપાર
માગું હવે નાથ એટલું
રાખો અવિચળ જોડલું હે કિરતારરે—વિભુ.

પદ્માણી                ૧૮

આવ્યું વાદળું વિપત્તિનું સતી શીરે હરિ,
નાંખજો વિખેરી, વિભુજી દિલે દયા ધરી—આવ્યું.
ભીડ ભંજન ભીડ ભાંગજો, દાતા દીન દયાળ.
કરૂણાળુ કમળાપતી, સત્યતણા પ્રતિપાળ
નથી વૃત્તિમાં વિકાર, થયો સ્વપ્નેએ જરી.
શુધ્ધ ચિત્તથી પતિ સેવા પ્રભુ ગણી કરી—આવ્યું.

ચંદ્રમુખી—                ૧૯

વ્હાલી સાહેલી વીસરૂં ન કદીયે પ્રેમ
બાળપણાનો નેહ ભુલું કેમ ?—વ્હાલી
રમતાં રમત ગમત કરી નીશદીન
વીવીધ ખેલ નીરદોષ ખેલતાં
નજરે તરે સખીએ સ્વપ્ન જેમ—વ્હાલી.

સખીઓ—                ૨૦

હીંચે હીંચોળે નવેલડી રસ વેલડી
                                        અલબેલડી—હીંચે
મણીયે મઢી, હીરલે જડી વિધિયે ઘડી
                                        મદ ઘેલડી—રસવેલડી
મન મોહીનીથી મોહી સુરજ જાળીથી તું શું જુએ
તુજ પંખણી પત્ની તણી નથી વ્હેન ભાન ભુલ્યો તુંએ

આ તારૂણીના તેજ આગળ તોલ તારો તું ખુએ
કીરણો શતાયે કેમ તું ખમ સાંભળીશ મુખથી શું એ
કરમાય છે કુમળી કળી ખળી છેલડી—રસ વેલડી—[illegible]

સખી— ૨૧

સખી બોલ ઘુંઘટડો
ચંદ્ર—છોડને છેડો
સખી—વાહ શું સુખ મલકાય—સખી૦
વ્હાલાસંગે રમીલેરંગે, મદમાતું આ જોબનીયું છલકાય —સ.
ચંદ્ર—શરમે બાઇ હું બીડાઇ
સખી—ક્યાંથી સ્વાર્થ સરાય
ચંદ્ર—ચબાવલી તું ચડમાં
સખી—લાડકી લડમાં અંગે અંગ ઉભરાય—સખી૦

ચંદ્રમુખી— ૨૨

ખીલતી હતી એક કળી કુમળી,
રસથી છલકાતી હતી કુપળી,
❋ ❋ ❋
પ્રસરી સુગંધી ચોપાસ ઘણી
❋ ❋ ❋
ભમતા ભમરા લોભે તે ભણી
પતંગ સમ ગંણતી મદની ભરી.
❋ ❋ ❋
દરકાર નકરતી કળી એ જરી
નીજ હાલમાં મસ્ત રહેતી અતી
જોબન મદમાં મદમાતી હતી
❋ ❋ ❋

એક સમે આવ્યો નવિન, ભ્રમર ચતુરે રસ જાણુ
રસિક તણા ગુંજારવે, કળી બની ગુલતાન
રસ ઉરમી ઉછળી ઉરે ઉતરિયું અભિમાન
પ્રેમ વશે પરવશ પડી, ઇચ્છે પ્રીતીનું દાન

ચંદ્રમુખી ૨૩

પ્રીતમ પ્યારાની પ્રીતી ઉર જાગી
વ્હાલા લ્હેરી લાલાની લગની લાગી
નવી કલી ખીલી છે રસાળી

કીર્તી—સ્નેહી સૃષ્ટી આજે મેં નિહાળી
પ્રેમ પંથે પળી
સંગે મળી
સુખ સ્વર્ગનાં હું પામી
મળીયા સલુણા સ્વામી
પ્રેમે પુજા કરૂં હું પ્રભુ ગણી
રંગીલા—રસીલા—છબીલા તણી
ચિત્ત કામણુ કટારી વાગી—વ્હાલા૦

વારાંગનાઓ— ૨૪

આવો ઉમંગ ભરી મદ ભરી સહુ બ્હેની ઉલ્લાસેથી આવો
આઓ રમઝુમ આ ઠુમ ઠુમ આ પગલાં નાજુક ભરીને
ઝાંઝર વાગે ઝણુણુણુપ્રેમે આવો ગાઓરી,
પ્રિતિ મનમાં ભરી—કીરતી હ્રદય ધરી,
રાજા પ્યારા રંગથી ભર્યા—અરી સરવે ડર્યા,
તન મનથી હવે નાચો રાચો—આવો૦

પદ્મણી ૨૫

હું પિયુના પાય
પુજું નીત્ય આ તનશીતળ થાય—પિયુના

મ્હારા મોહન જીવનું જીવન
સેવે સ્વર્ગ સધાય—પિયુના

પદ્મણી—

૨૬

કર્મ તણા સંજોગથી નીરમાણુ થયેલું થાયરે
શાને દોશ દઇએ બીજાને,
સીતા સરીખી સાધવી સ્વામીએ કાઢી વન
દમયંતી વીણુ કારણે, અપરાધી કરી પતી મનરે—શાને
વાંક નહી વાલમ તણો, દેખુ હું તલભાર,
કર્યા પાપ પેલે ભવે, પ્રગટયાં આ અવતાર,
સુખ દુખની વાદળી, આવે ને ઉડી જાય
પ્રભુ ભજી ધીર રાખવી, સંકટ સમય સદાયરે—શાને

નાયકા—

૨૭

રસ બીન બીન આજ નયેના તેરે
કા સંગ જાગે, અનરાગે રસપાગે સબરેન—રસ
ટીકા ફુટયા ઔર હાર તુટયો, કાકો જોબન
કરત સયેન બયેન ચતર સુઘડ નયેન—રસ૦

નાયકા—

૨૮

મોરે બાંકે સીપૈયાં વારૂં દીલો જાન
તોરે નયનોકે બાન કરે જાન પરેશાન—મોરે.
ગોરી ગોરી સુરત મોરી, બારા બરસકી હું નાર
ઓ નટખટ બારા બરસકી હું નાર
નાજુક જોબનવા, કાંપે યે મનવા
હાય મોરા જીયા ઘબરાય
કહા માન... ઓ નાદાન,.........મોરે.

૨૯

રૂપસેન—ગંગાજળ નિરમળ અમું, શુદ્ધ પવીત્ર જ આર.

તેવું કુળ જો આદરૂં, (તો) પડ પાસા પોબાર,

❋ ❋ ❋

રાજા—હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત વાર

પીધા વિણ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર

❋ ❋ ❋

પદ્મણી—સત્ય ચુકે જો આચરી, ધરા ન ઝીલે ભાર

તે ગુણ હોયે મુજ મહીં, (તો) પડ પાસા પોબાર

❋ ❋ ❋

નાગ મુખે અમૃત ઝરણું ચોર કને ભંડાર

કામી પાસ રહે કામની, (તો) પડ પાસા પોબાર

૩૦

હો આપ્યો સર્વદા, ઉત્તમ ફળ દેનાર;

અસત્ય કરે નહીં (તો) પડ પાસા પોબાર

❋ ❋ ❋

કમળ વિકાશીને, ભમર ગયો તે ઠાર

પણ અડક્યો નહિ (તો) પડ પાસા પોબાર

❋ ❋ ❋

ા સીતા દ્રોપદી. સતી ખરી નીરધાર

ત જો આદરૂં (તો) પડ પાસા પોબાર

❋ ❋ ❋

આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર

વિણ ઉઠે નહી (તો) પડ પાસા પોબાર